ॐ

# ॥ श्रीयजुर्वेदीय संध्यादि नित्यकर्म ॥

योजनार:-ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा

बीलखा-काठियावाड.

પોતાના પરલોકગત પુત્ર જયેંદ્રના તથા સુરેંદ્રના પુણ્યાર્થે

દ્વિજોને વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર

પોરબંદર વેદપાઠશાળા હા. ગોવિંદજી ડાહ્યાભાઈ.

પોરબંદર-કાઠિયાવાડ

"अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः ॥" श्रुति ॥

ભાવાર્થ—વેદપ્રતિપાદિત સંધ્યાવંદનાદિક નિત્યકર્મ નહિ કરીને દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય) પાપરૂપ દોષને પામે છે.

"संध्या स्नानं जपो होमः, स्वाध्यायो देवतार्चनम् ।
वैश्वदेवातिथेयश्च, षट्कर्माणि दिने दिने॥" श्रीपराशर॥

ભાવાર્થ:—સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય, દેવતાની પૂજા તથા વૈશ્વદેવ અને અતિથિનો સત્કાર એ ૭ કર્મો પ્રત્યેક દ્વિજે પ્રતિદિવસ કરવાં જોઇએ.

મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ—અમદાવાદ
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક

અડતાળીશમી આવૃત્તિ. પ્રત ૫૦૦ સમગ્ર પ્રત ૧૧૭૦૧

શક ૧૮૫૧ સંવત ૧૯૮૫ ખ્રીસ્તાબ્દ ૧૯૨૯

# શ્રીયજુર્વેદીય સંધ્યાદિ નિત્યક[illegible]

## અનુક્રમણિકા

ॐ

# ભૂમિકા




બ્રહ્માંડમાંના પ્રાણાપાનના સંધિસમયે પોતાના શરીરમાંના પ્રાણતત્ત્વની શુદ્ધિ કરવામાટે સમષ્ટિના પ્રાણરૂપ સૂર્યમાં રહેલા અંતર્યામીની ઉપાસનારૂપ જે વૈદિકકર્મ દ્વિજોવડે કરવામાં આવે છે તે સંધ્યા કહેવાય છે. બ્રહ્માંડમાંના પ્રાણાપાનનો વિશેષ સમય રહેનારો સંધિ સવાર, બપોર, સાંજ અને અર્ધરાત્રિએ થાય છે, ને શરીરમાંના પ્રાણાપાનના વિશેષ સમય રહેનારા સંધિનો સમય પણ બહુધા તેજ હોય છે. એ રીતે પિંડમાં અને બ્રહ્માંડમાં જ્યારે પ્રાણાપાનનું વહન શિથિલ પડી તે બંનેના સંધિરૂપ જે સુષુમ્ણા તેનું વહન વર્તમાન હોય ત્યારે દ્વિજોએ સંધ્યોપાસના કરવી એમ કૃપાલુ મહર્ષિઓએ નિર્માણ કર્યું છે. મધ્યરાત્રિએ સંધ્યાવંદન કરવાનું કાર્ય દ્વિજોને કષ્ટરૂપ જણાશે એમ વિચારી તે પરમકારુણિક મહર્ષિઓએ તે સમયમાટે આગ્રહ જણાવ્યો નથી, પણ માત્ર ત્રિકાલ સંધ્યાવંદન કરવાનીજ આવશ્યકતા જણાવી છે.

મુદ્રા, ન્યાસ અને શાપવિમોચનાદિ તાંત્રિક ને ક્ષેપક વિષયો વૈદિકક્રિયામાં અગત્યના ન હોવાથી તે આ પુસ્તકમાં આપ્યા નથી, તેમજ પ્રત્યેક મંત્રના આરંભમાં ઋષિ, દેવતા, છંદ ને વિનિયોગ સંસ્કૃતમાં બોલવાથી જાણવાની વિશેષ આવશ્યકતા ન હોવાથી તે સંસ્કૃતમાં આપ્યા નથી, માત્ર સ્મરણમાં રહેવામાટે ગુજરાતીમાં આપેલા છે. “ **અહરહઃ સંધ્યામુપાસીત** ” (દ્વિજે નિત્ય નિત્ય સંધ્યાવંદન કરવું) એમ શ્રીવેદભગવાનની આજ્ઞા છે. સ્મૃતિઓમાં પણ પૂજ્ય મહર્ષિઓએ દ્વિજોને સંધ્યાવંદન કરવાની બહુ બહુ આવશ્યકતા બતાવી છે. વળી લાગલાગટ ત્રણ દિવસ સંધ્યાવંદન નહિ કરવાથી દ્વિજ ( બ્રાહ્મણ,

ક્ષત્રિય ને વૈશ્ય ) શૂદ્રભાવને પામે છે, એટલે કે તેનાં શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને અંતઃકરણમાં બહુ તમોગુણ વ્યાપ્ત થાય છે, અને તેથી સદસદ્ વિચારનો નિર્ણય કરવામાં તે અશક્ત થતો જાય છે માટે પોતાનો ઉત્કર્ષ ઇચ્છનાર દ્વિજે યથાકાલે યથાવિધિ સંધ્યોપાસન કરવામાં પ્રમાદ નહિ કરતાં સૂતકના અને અસગવડતાના* સમયમાં પણ યથાવિધિ સંધ્યાવંદન કરવા પ્રયત્ન કરવો જોઇએ.

પ્રાતઃકાલમાં જ્યારે નક્ષત્રો સ્પષ્ટ દેખાતાં હોય ત્યારે પ્રાતઃ-સંધ્યાનો આરંભ કરે તો તે ઉત્તમ કાલ, નક્ષત્રો ન દેખાતાં હોય એવે સમયે આરંભ કરે તો તે મધ્યમ કાલ, ને સૂર્યોદય થયા પછી આ-રંભ કરે તો તે કનિષ્ઠ કાલ છે. સાયંકાલે સૂર્ય સ્પષ્ટ દેખાતાં છતાં સંધ્યાવંદનનો આરંભ કરે તો તે ઉત્તમ કાલ, સૂર્ય આથમી ગયા પછી આરંભ કરે તો તે મધ્યમ કાલ, ને નક્ષત્ર દેખાયા પછી આરંભ કરે તો તે કનિષ્ઠ કાલ જાણવો. દોઢ પ્રહર દિવસ ચઢ્યા પછીથી ઠેઠ સાયંકાલસુધી માધ્યાહ્નસંધ્યાનો સમય ગણાય છે. પ્રાતઃસંધ્યાદિના જે ઉત્તમમધ્યમ સમય કહ્યા તેમનું ઉલ્લંઘન થઇ જાય તો પ્રાયશ્ચિત્તનિમિત્તે એક અર્ઘ્ય વધારે આપવો. અત્યંત અશક્તિને લીધે સંધ્યાનો લોપ થયો હોય તો પ્રત્યેક સંધ્યાદીઠ સો સો ગાયત્રીનો જપ કરવો. ત્રણ કરતાં અધિક દિવસ સંધ્યાનો લોપ થયો હોય તો ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત કરવું. શ્રાદ્ધમાં જમ્યા હોય તેણે દશ ગાયત્રીવડે મંત્રેલું જલ પીધા પછી સાંજની સંધ્યા કરવી. સંધ્યાવિનાનાં અન્યકર્મો આ ગ્રંથમાં સંક્ષેપમાં આપ્યાં છે માટે જેમને એ કર્મો વિસ્તારથી જાણવાની અભિરુચિ થાય તેમણે શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ વાંચવું. ॥ **इति शिवम्** ॥

* જો અનુકૂલતા ન હોવાથી બધી સંધ્યા ન થઇ શકે એમ હોય તો અર્ઘ્યપ્રદાન અને દશ ગાયત્રીમંત્રનો જપ એ અવશ્ય કરવાં જોઇએ.



॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# ॥ श्रीयजुर्वेदीय संध्यादि नित्यकर्म ॥



પ્રાતઃકાલમાં ઊઠી પોતાના ઇષ્ટદેવનું ધ્યાન તથા પોતાના શ્રીગુરુએ ઉપદેશ કરેલા ઇષ્ટમંત્રનો યથાશક્તિ જપ કરી, પૃથ્વીની ક્ષમા માગી, શય્યામાંથી નીચે ઊતરી, ગુરુજનોને વંદન કરી, પશ્ચાત્ આંખો ધોઇ, કોગળા કરી, આચમન લઈ, મલમૂત્રનો ત્યાગ કરવા જવું. પછી યથાવિધિ હાથપગાદિ ધોઇ, કોગળા કરી, યોગ્ય વૃક્ષનું બાર કિંવા દશ આગળ લાંબું અને ટચલી આંગળીજેવું જાડું, સરલ ને છાલ-વાળું દાતણ એક સ્થલે બેસીને કરવું. પછી ઘેર સ્નાન કરવું હોય તો તે નીચે પ્રમાણે કરવું.

## ॥ उष्णोदकस्नानविधि ॥

ઘરે ઉષ્ણજલવડે* સ્નાન કરવું. ગૃહસ્થે બનતાસુધી ઘેર ટાઢા જલવડે સ્નાન કરવું નહિ. પાત્રમાં તીર્થભાવનાએ થોડું ટાઢું જલ રેડી તે ઉપર ઉષ્ણ જલ નાંખવું. પશ્ચાત્ પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, આચમન લઈ, સંકલ્પ કરવો. પછી **ॐ शं नो देवीरभिष्टय आपो**

---

* સગાનું મરણ, પુત્રાદિકનો જન્મકાલ, સંક્રાંતિ, શ્રાદ્ધદિવસ, પોતાનો જન્મદિવસ અને સ્પર્શને અયોગ્ય એવી વસ્તુનો કિંવા પ્રાણીનો સ્પર્શ એ નિમિત્ત હોય તો ગૃહસ્થે ઉષ્ણ જલે સ્નાન કરવું નહિ, પણ બનતાસુધી શીતલ જલે સ્નાન કરવું.

**भवन्तु पीतये शं योरभिस्रवन्तु नः ॥ ॐ आपः पुनंतु०**[1] **ॐ द्रुपदादिव०**[2] ને **ॐ आपो हि ष्ठा मयो०**[3] એ મંત્રોવડે તે જલ અભિમંત્રી ગંગાદિ તીર્થોનું સ્મરણ કરી સ્નાન કરવું. ઘરે સ્નાન કરવામાં આચમન, અઘમર્ષણ અને તર્પણ કરવાં નહિ. સ્નાન કર્યા પછી આચમન અને માર્જન કિંવા આચમન એ કરવાં. એ રીતે સ્નાન કરી, સૂકાયેલું પવિત્ર વસ્ત્ર પહેરી, સ્નાનસમયે પહેરેલું ભીનું વસ્ત્ર નીચે નહિ પડવા દેતાં ઢીંચણની ઉપરથી ઊતારવું. નીચોવેલું તે વસ્ત્ર કર્મકાલે ખભાઉપર ધરવું નહિ. જ્યારે પુરુષ અશુચિ હોય ત્યારે તેણે મૌનપૂર્વક સ્નાન કરી, પછી આચમન કરી, પુનઃ વિધિપૂર્વક સ્નાન કરવું.

## ॥ गौणस्नान ॥

**ॐ आपो हि ष्ठा**[4] ઇત્યાદિ મંત્રવડે અંગને પ્રોક્ષણ કરવું તે મંત્રસ્નાન, દશ ગાયત્રીમંત્રથી જલ મંત્રી તે જલથી અંગને પ્રોક્ષણ કરવું તે ગાયત્ર્યસ્નાન, ભસ્મથી સ્નાન કરવું ( શરીરના ભાગોને થોડી થોડી ભસ્મ લગાડવી ) તે આગ્નેયસ્નાન, વસ્ત્ર પલાળી તેવડે શરીરને લુંછવું તે કાપિલસ્નાન, મૃત્તિકાથી સ્નાન કરવું તે પાર્થિવસ્નાન ને આત્મચિંતન કરવું તે માનસસ્નાન ગણાય છે. એમાંનું જે ગૌણસ્નાન કરવું હોય તેનો સંકલ્પ કરીને તે ગૌણસ્નાન કરવું. પ્રત્યેક સ્નાનને અંતે ધોયેલું વસ્ત્ર પહેરી, ધોયેલું ઉપવસ્ત્ર ધારણ કરવું. ગૌણસ્નાન કરવાથી જપ તથા સંધ્યા ઇત્યાદિ કરી શકાય છે, પરંતુ તેવા સ્નાનથી શ્રાદ્ધકર્મ તથા દેવપૂજા ઇત્યાદિ કરી શકાતાં નથી. આ સ્નાનો શરીર

---

૧ આ મંત્ર માધ્યાહ્નસંધ્યામાં પૂરો આપેલો છે, પૃષ્ઠ ૧૬ મું જુઓ. ૨ આ મંત્ર પ્રાતઃસંધ્યામાં પૂરો આપેલો છે, પૃષ્ઠ ૧૨ મું જુઓ. ૩–૪ આ મંત્ર પ્રાતઃસંધ્યામાં પૃષ્ઠ ૧૧ મે જુઓ.

સ્વસ્થ ન હોય તે પ્રસંગમાંજ કરવાનાં છે. શરીર સ્વસ્થ હોય છતાં ગૌણસ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કરવું એ યોગ્ય નથી.

## ॥ भस्मनां त्रिपुण्ड्रनो विधि ॥

સ્નાન કરી રહ્યા પછી તેના અંતમાં, અને સંધ્યા, જપ, હોમ, વૈશ્વદેવ, દેવપૂજન, યજ્ઞ, શ્રાદ્ધ, દાન તથા સ્વાધ્યાયના આરંભમાં અવશ્ય ભસ્મનાં ત્રિપુણ્ડ્ર કરવાં જોઇએ, વા હોવાં જોઇએ. ડાબા હાથમાં થોડી ભસ્મ લઇ, તેપર જમણો હાથ રાખી, સંપુટ કરી, ॐ **अग्निरिति भस्म, वायुरिति भस्म, जलमिति भस्म, स्थलमिति भस्म, व्योमेति भस्म, सर्वं ह वा इदं भस्म, मन एतानि चक्षूंषि भस्मानि ॥** એ મંત્રવડે તે ભસ્મને મંત્રી તેમાં ॐ **आपो ज्योती-रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥** એ મંત્રવડે થોડું જલ નાંખી પછી બંને હાથની વચલી ત્રણ આંગળીઓવડે તે ભસ્મને ॐ **त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्धनम् । उर्वारुकमिव बंधनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥** એ મંત્ર બોલી મસળવી. પછી તે શ્રીસૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મવડે લલાટ, કંઠ, હૃદય, ખભા, બાહુઓના સંધિઓ, પડખાં, નાભિ, પાંસળાં અને શિર એ સ્થાનકે ॐ **नमः शिवाय ॥** એ મંત્રથી ત્રિપુણ્ડ્ર ( ત્રણ આડી રેખાઓ ) કરવાં.

---

# ॥ अथ संध्याप्रयोगः ॥



## ॥ अथ प्रातःसंध्या ॥

બહાર જલાશયમાં ટાઢે પાણીએ કે ઘેર ઉષ્ણ પાણીએ વિધિપૂર્વક સ્નાન કરી રહ્યા પછી પવિત્ર વસ્ત્ર પહેરી, ડાબા ખભાપર બીજું

પવિત્ર ઉપવસ્ત્ર રાખી, પવિત્ર સ્થલે, પવિત્ર આસનપર,[1] પૂર્વાભિમુખે સ્વસ્તિકાદિ આસનથી બેસવું. આગળ બે તરભાણી, પવિત્ર જલથી[2] ભરેલું પંચપાત્ર, આચમની, અર્ઘાઉ તથા અર્ધ્યપ્રદાન કરવાના જલનું પાત્ર[3] એ રાખવાં. પછી સ્વસ્થ થઇ ભસ્મનાં (વિભૂતિનાં) શરીરના લલાટાદિ ભાગપર વિધિપૂર્વક ત્રિપુણ્ડ્ર કરવાં. પછી હાથ ધોઈ, જમણા હાથની હથેળીમાં એક માષાભાર સોનાની ગોળી ડુબે એટલું જલ લઇ, તે હાથનો અંગૂઠો તથા ટચલી આંગળીને પૃથક્ રાખી, તે હાથને ડાબા હાથની તર્જની આંગળી ચત્તી અડાડી રાખી, આચમન[4] કરી, તે હથેળીને ધોઇ નાંખવી. આચમન લઇ રહ્યા પછી પ્રત્યેક સમયે તે હથેળી ધોવાની છે એ સ્મરણમાં રાખવું. પછી નીચે લખેલો ગાયત્રી-મંત્ર બોલી શિખા બાંધવી :—

૧ દર્ભનું, મૃગચર્મનું, વ્યાઘ્રચર્મનું કે ઊનનું બનાવેલું આસન સંધ્યાવંદનના કામમાં લેવું. કેવલ ઊઘાડી ભૂમિપર કે લાકડાના ઊઘાડા આસનપર કે સૂત્રાઉ વસ્ત્રપર બેસી સંધ્યાવંદન કરવું નહિ.

૨ એ પાણી ઝીણુવાળું, પરપોટાવાળું, ઊનું, ખારું, કિંવા ડોળું ન જોઇએ. ડોળું જલ હોય તો તેને નિર્મલ કરી ઉપયોગમાં લેવું. ઊનું જલ શુદ્ધ હોય, ને તે વિના બીજું ટાઢું જલ અપ્રાપ્ય હોય તો તેને ટાઢું પાડી કામમાં લેવું. જે દેશનું પાણી ભૂમિના દોષને લીધે ખારાશવાળું હોય તે દેશમાં તેવા જલને દશ ગાયત્રીમંત્રથી અભિમંત્રી ઉપયોગમાં લેવું.

૩ એ પાત્રો તાંબાનાં, રૂપાનાં કિંવા સોનાનાં હોવાં જોઇએ.

૪ આચમન કરતી વેળા હસવું કે બોલવું નહિ, તેમજ આડું-અવળું જોવું નહિ, પગમાં કાંઇ ન પહેરવું, ગળામાં વસ્ત્ર ન વીંટાળવું, તેમજ માથે પણ વસ્ત્રાદિ કાંઇ ન બાંધવું. આચમન જમણા હાથના અંગૂઠાના મૂલઆગળથી કરવું.

ॐ। भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॐ॥ ५

૫ ગાય+ત્રી=ગાયત્રી. ગાનારને (યથાવિધિ જપ કરનારને) પાપથી તારે છે માટે તે મંત્ર ગાયત્રી ( ગાયત્રીછંદરૂપ મંત્ર) કહેવાય છે.

**ૐ** એ શબ્દ ઇશ્વરનો વાચક છે. પ્રત્યેક વૈદિકમંત્રના આરંભમાં તેનો ઉચ્ચાર કરવાની આવશ્યકતા છે. **भूः भुवः स्वः** એ ત્રણ **વ્યાહૃતિ**ઓ છે. વેદમાંથી સારરૂપે ગ્રહણ કરેલ તે **વ્યાહૃતિ** કહેવાય છે. એ ત્રણ વ્યાહૃતિઓ અહીં સૂર્યના તેજના ( ભર્ગના ) વિશેષણરૂપે વપરાયેલી છે. સૂર્યનું એ તેજ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગમાં વ્યાપેલું છે એ તેનો ભાવાર્થ છે. આઠ આઠ અક્ષરનું એક ચરણ એવાં ત્રણ ચરણ મળીને ગાયત્રી થાય છે માટે તેને ત્રિપદા પણ કહે છે. પહેલા ચરણમાં **ण्यं** છે તેનું **णियं** ગણવાથી **तत्स**થી **दयात्** સુધીના ૨૪ અક્ષરો થાય છે, તે આ પ્રમાણેઃ—

| १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १३ | १४ | १५ | १६ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **त** | **त्स** | **वि** | **तु** | **र्व** | **रे** | **णि** | **यं,** | **भ** | **र्गो** | **दे** | **व** | **स्य** | **धी** | **म** | **हि,** |

| १७ | १८ | १९ | २० | २१ | २२ | २३ | २४ |
|---|---|---|---|---|---|---|---|
| **धि** | **यो** | **यो** | **नः** | **प्र** | **चो** | **द** | **यात्** ॥ |

**શબ્દાર્થઃ**—સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર [તથા] પ્રકાશવાળા [એવા જે સૂર્ય] તેના ઉત્તમ તેજનું [અમે] ધ્યાન કરીએ છીએ; જે [તેજ] અમારી બુદ્ધિને [ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં] પ્રેરે છે,—જે અમારી બુદ્ધિને એ ચારે પુરુષાર્થોમાં યથાયોગ્ય વિજય મેળવી શકાય એવું સામર્થ્ય આપે છે.

તત્ત્વંપદના અભેદરૂપે પણ **શ્રીશાંકરભાષ્ય**માં આ મંત્રનો અર્થ કરેલો છે. તે માટે **શ્રીસુબોધકલ્પલતા** જુઓ.

પછી ॐ भूः पुनातु એ મંત્ર બોલી પહેલું, ॐ भुवः पुनातु એ મંત્ર બોલી બીજું, અને ॐ स्वः पुनातु એ મંત્ર બોલી ત્રીજું એમ ત્રણ આચમન લેવાં.

ત્યારપછી લખવામાં આવે છે તે મંત્ર બોલી પોતાના માથાપર માર્જન કરવું,–જમણા હાથનાં આંગળાંઓદ્વારા વા દર્ભદ્વારા માથાઉપર થોડું જલ છાંટવું:–

ॐ । अपवित्रः पवित्रो वा, सर्वावस्थां गतोऽपि वा ।

यः स्मरेत्पुंडरीकाक्षं, स बाह्याभ्यंतरः शुचिः ॥ १ ॥

એના ઋષિ વામદેવ, દેવતા વિષ્ણુ ને છંદ અનુષ્ટુપ્ છે. કોઈ ગ્રંથોમાં અનુષ્ટુપ્‌ને સ્થલે સુતલ એવા નામનો છંદ પણ કહ્યો છે. બાહ્યાભ્યંતરની પવિત્રતા કરવામાં તેનો ઉપયોગ છે.

તે માર્જન થઈ રહ્યા પછી નીચે લખેલો મંત્ર બોલી પોતાના આસનને માર્જન કરવું:—

ॐ । पृथ्वि त्वया धृता लोका, देवि त्वं विष्णुना धृता ।

त्वं च धारय मां देवि, पवित्रं कुरु चासनम् ॥ १ ॥

એના મેરુપૃષ્ઠ ઋષિ, કૂર્મ દેવતા ને અનુષ્ટુપ્ છંદ છે. આસન-શુદ્ધિ એટલે આસનની પવિત્રતા કરવામાં તેનો ઉપયોગ છે.

ત્યારપછી બે આચમન લઈ ત્રણ પ્રાણાયામ કરવા. પ્રાણાયામનો સામાન્ય વિધિ નીચે પ્રમાણે છે:—

આંખો બંધ રાખી, મૌન ધારણ કરી, ડાબા નસકોરાદ્વારા થોડો રેચક કરી, પછી જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી નાકનું ડાબું છિદ્ર દબાવી, જમણા છિદ્રદ્વારા બહારના અમૃતમય વાયુનું ઉદરભણી યથાશક્તિ આકર્ષણ કરવું. એ સમયે ગુદાને સંકોચવી. પછી અંગૂઠાવડે નાકનું જમણું છિદ્ર પણ રોકી દેવું, અને ડોકને નીચી નમાવી નીચેના મંત્રનું મનમાં ત્રણ વાર સ્મરણ કરતાં સુધી તે પૂરેલા પવનને

રોકી રાખવો. પછી ડોકને પૂર્વવત્ ઉંચી કરી, નાભિને યથાશક્તિ બરડા-ભણી ખેંચી, નાકના ડાબા છિદ્રઉપરથી અનામિકા તથા ટચલી આંગળી ઊપાડી લઈ તે વાટે અંતરના પવનને ધીરે ધીરે બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો. આવા ત્રણ પ્રાણાયામ કરવાના છેઃ—

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यं । ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥ ॐ आपो ज्योतीरसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥[૬]

પછી નીચે બતાવેલી રીતે સંધ્યોપાસનનો સંકલ્પ કરવોઃ—

૬ ॐકાર એટલે પ્રણવના પરબ્રહ્મ ઋષિ, પરમાત્મા દેવતા ને દૈવીગાયત્રી છંદ છે. વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ ને કશ્યપ એ સાત, સાત વ્યાહૃતિના ઋષિઓ છે; અગ્નિ, વાયુ, આદિત્ય, બૃહસ્પતિ, વરુણ, ઇંદ્ર ને વિશ્વેદેવા એ સાત, સાત વ્યાહૃતિના દેવો છે; અને ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્ ને જગતી એ સાત, સાત વ્યાહૃતિના છંદો છે. ગાયત્રીમંત્રના વિશ્વામિત્ર ઋષિ, સવિતા દેવતા ને ગાયત્રી છંદ છે. ગાયત્રીના શિરના પ્રજાપતિ ઋષિ; બ્રહ્મા, અગ્નિ, વાયુ ને આદિત્ય દેવતા, અને યજુષ્ છંદ છે. એ બધા મંત્રનો પ્રાણાયામમાં ઉપયોગ છે.

ગાયત્રીની આગળ જે સાત વ્યાહૃતિ છે તે સૂર્યના તેજના વિશેષણરૂપે છે. સૂર્યનું ઉપાસના કરવાયોગ્ય જે તેજ (ભર્ગ) તે કહેલા સાતે લોકમાં સાત કિરણોવડે વ્યાપીને રહેલું છે એ તેનો ભાવાર્થ છે.

ગાયત્રીનો શિરોભાગ પણ સૂર્યના તેજના વિશેષણરૂપ છે. તેનો અર્થ આ પ્રમાણે છેઃ-[વળી એ તેજ] જલરૂપ, જ્યોતીરૂપ, રસરૂપ, અમૃતરૂપ, વ્યાપકરૂપ, ઉપજાવનાર, રક્ષણ કરનાર, લય કરનાર તથા ॐકારરૂપ છે.

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे[७] अमुकपक्षे[८] अमुकतिथौ[९] अमुकवासरे[१०] यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ममोपात्तदुरितक्षयार्थं प्रातःसंध्योपासनमहं करिष्ये ॥

પછી બંને હાથ જોડી રાખી નીચેના મંત્રાદ્વારા ગાયત્રીનું આવાહન કરવું:—

ॐ। गायत्रीं त्र्यक्षरां बालां, साक्षसूत्रकमंडलुम् ।
रक्तवस्त्रां चतुर्वक्त्रां, हंसवाहनसंस्थिताम् ॥ १ ॥

---

૭ અહીં જે માસ હોય તે કહેવોઃ-જેમ कार्तिकमासे, मार्गशीर्षमासे, पौषमासे, माघमासे, फाल्गुनमासे, चैत्रमासे, वैशाखमासे, ज्येष्ठमासे, आषाढमासे, श्रावणमासे, भाद्रपदमासे, आश्विनमासे, अधिकमासे.

૮ અહીં બેમાંનું જે પખવાડિયું હોય તે કહેવું:-જેમ शुक्लपक्षे, कृष्णपक्षे.

૯ અહીં જે તિથિ હોય તે કહેવીઃ-જેમ प्रतिपत्तिथौ, द्वितीयायां तिथौ, तृतीयायां तिथौ, चतुर्थ्यां तिथौ, पंचम्यां तिथौ, षष्ठ्यां तिथौ, सप्तम्यां तिथौ, अष्टम्यां तिथौ, नवम्यां तिथौ, दशम्यां तिथौ, एकादश्यां तिथौ, द्वादश्यां तिथौ, त्रयोदश्यां तिथौ, चतुर्दश्यां तिथौ, पौर्णमास्यां तिथौ, अमावास्यां तिथौ.

૧૦ અહીં જે વાર હોય તે બોલવોઃ-જેમ रविवासरे, सोमवासरे, भौमवासरे, बुधवासरे, गुरुवासरे, भृगुवासरे, शनिवासरे.

ब्रह्माणीं ब्रह्मदैवत्यां, ब्रह्मलोकनिवासिनीम् ।
आवाहयाम्यहं देवीमायांतिं सूर्यमंडलात् ॥ २ ॥
आगच्छ वरदे देवि, त्र्यक्षरे ब्रह्मवादिनि ।
गायत्रि छंदसां मातर्, ब्रह्मयोनि नमोऽस्तु ते ॥ ३ ॥

એ પ્રમાણે આવાહન કર્યા પછી નીચેના મંત્રો બોલી પોતાના મસ્તકપર માર્જન કરવું:—

ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥ १ ॥ ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥२॥ ॐ तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥ ३ ॥

એના આંબરીષ સિંધુદ્વીપ ઋષિ, જલ દેવતા ને ગાયત્રી છંદ છે. માથાઉપર માર્જન કરવામાં તેનો ઉપયોગ છે. માર્જન પ્રત્યેક ચરણને અંતે કિંવા મંત્રને અંતે કરવું જોઇએ.

પછી નીચેનો મંત્ર બોલી આચમન લેવું:—

ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंताम्, यद्रात्र्या पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्, पद्भ्यामुदरेण शिश्ना, रात्रिस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि, इदमहं माममृतयोनौ, सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

એના નારાયણ ઋષિ, સૂર્ય દેવતા ને અનુષ્ટુપ્ છંદ છે, અને મંત્રાચમન લેવામાં તેનો ઉપયોગ છે.

એ પ્રમાણે આચમન કરી રહ્યા પછી જમણી હથેળીમાં જલ રાખી, ડાબા હાથના અંગૂઠાવડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી,

જમણી હથેળીને નાકના જમણા છિદ્રની આગળ રાખી, નીચેનો મંત્ર મનમાં બોલી, તે જલપર તે છિદ્રદ્વારા રેચક કરવો. પછી તે જલને જોયા વિના ડાબી બાજુએ શીઘ્ર ફેંકી દેવું, ને તે જલમાં નીકળેલા પાપપુરુષના સહસ્ર કડકા થઇ ગયા એવી ભાવના કરવીઃ—

**ॐ । द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातो मलादिव ।**
**पूतं पवित्रेणेवाज्यमापः शुंधन्तु मैनसः ॥ १ ॥**

ઉપરના મંત્રના કોકિલરાજપુત્ર ઋષિ, જલદેવતા ને અનુષ્ટુપ્ છંદ છે, અને અઘમર્ષણ કરવામાં તેનો ઉપયોગ છે. એવી રીતે અઘમર્ષણ કરી રહ્યા પછી હથેળી ધોઈ આચમન લેવું. ત્યાર-પછી સૂર્યના સામા ઊભા રહી, ખોબામાં કિંવા અર્ઘીઆમાં જલ લઇ, સપ્રણવ ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીમંત્રવડે શ્રીસૂર્યદેવને ત્રણ અર્ઘ્ય આપવા. જો અનુકૂલતા હોય તો તે અર્ઘ્ય ચંદન, અક્ષત તથા પુષ્પસહિત આપવા. જો દિવસ ઊગી ગયા પછી સંધ્યા કરવામાં આવે તો પ્રાયશ્ચિત્તનિમિત્ત એક ચોથો અર્ઘ્ય ઉપરની રીતે આપવો. અર્ઘ્ય આપતી વેલા તર્જની તથા અંગૂઠાને અડવા દેવાં નહિ, ને ખોબાને ઉંચો લાવી સૂર્યને અર્પણ કરતા હોઇએ તેમ બીજી તરભાણીમાં થોડું જલ નાંખી તેમાં કે બીજી પવિત્ર જગાએ તે જલ રેડવું.

પછી ॐ **असावादित्यो ब्रह्म** એ મંત્ર બોલી પોતાના આસનને પ્રદક્ષિણા કરીને, અથવા જમણા હાથમાં જલ લઇ બેઠાં બેઠાં પ્રદક્ષિણાની રીતે શરીરની આસપાસ તે હાથ ફેરવીને તે જલ છાંટવું. ત્યાર-પછી આચમન લઇ એક પ્રાણાયામ કરવો. પછી બંને પગે સીધા ઊભા રહી, હાથ જોડીને અથવા બંને હાથ ઉંચા કરીને બંને કરતલો શ્રીસૂર્યસામાં રાખીને નીચેના ચાર મંત્રોદ્વારા શ્રીસૂર્યનું ઉપસ્થાન

કરવું. એ મંત્રોમાંના પહેલા બે મંત્રોના પ્રસ્કણ્વ, ત્રીજાના અંગિરાના પુત્ર કુત્સ ને ચોથાના દધ્યઙ્આથર્વણના પુત્ર એ ઋષિઓ છે; એ મંત્રોના દેવ સૂર્ય છે; અને અનુષ્ટુપ્, ગાયત્રી, ત્રિષ્ટુપ્ ને ઉષ્ણિક્ એ તેના છંદો છે. સૂર્યનું ઉપસ્થાન કરવામાં તેનો ઉપયોગ છેઃ—

ॐ। उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम्। देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥ १ ॥ ॐ। उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः। दृशे विश्वाय सूर्यम् ॥ २ ॥ ॐ चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः। आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ३॥ ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत्। पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ ४ ॥

ઉપસ્થાન કરી રહ્યા પછી ઊભા રહીને સ્થિરચિત્તે દશ, અઠ્ઠાવીશ, એક સો આઠ કે એક સહસ્ર આઠ ગાયત્રીમંત્રનો જપ અર્થની ભાવનાપૂર્વક કરવો. જપ કરમાલાથી કિંવા રુદ્રાક્ષની માલાથી હાથને નાભિપર રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવાનો છે. અનામિકાનો વચલો વેઢો, પછી તેનો પહેલો વેઢો, પછી ટચલીનો પહેલો, બીજો ને ત્રીજો વેઢો, પછી અનામિકા ને મધ્યમાના ઉપલ્યા વેઢા ને પશ્ચાત્ તર્જનીનો ત્રીજો, બીજો ને પહેલો વેઢો મળીને કરમાલા થાય છે. મધ્યમાનો પહેલો તથા બીજો વેઢો એ કરમાલાનો સુમેરુ ગણાય છે. જપ કરતી વેળા આડુંઅવળું તથા ઉંચુંનીચું જોવું નહિ, હસવું નહિ, તેમ કોઇની સાથે ભાષણ પણ ન કરવું.

જપાંતે નીચેનો મંત્ર બોલી ગાયત્રીનું વિસર્જન કરવું. વિસર્જનનો મંત્ર બોલતી વેલા બંને કરતલો સૂર્યસામાં રાખવાં:—

**ॐ । उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।**

**ब्राह्मणेभ्योऽभ्यनुज्ञाता, गच्छ देवि यथासुखम् ॥ १ ॥**

પછી દેહાભિમાનની નિવૃત્તિમાટે ગુરુ, દેવ અને બ્રાહ્મણને બંને હાથ જોડી, તેમનો પૃથ્વીને સ્પર્શ થાય એવી રીતે તેમને રાખી, નમસ્કાર[૧૧] કરવા. ત્યારપછી બે આચમન લેવાં.

પછી **अनेन प्रातःसंध्याख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥** એમ બોલી પ્રાતઃસંધ્યાની સમાપ્તિ કરવી.

**॥ इति प्रातःसंध्या ॥**

**॥ अथ माध्याह्नसंध्या ॥**

પ્રાતઃસંધ્યાના કરતાં માધ્યાહ્નસંધ્યામાં જે વિશેષ છે તે દર્શાવવામાં આવે છેઃ—

૧૧ આચાર્યના સ્વરૂપની ભાવના કરી જોડેલા બે હાથથી તેમને નમસ્કાર કરવા, અને પછી જોડેલા બે હાથ પ્રદક્ષિણાની રીતે માથાની આસપાસ ફેરવી નીચેનો મંત્ર બોલી સૂર્ય તથા અગ્નિ આદિ દેવોને અને બ્રાહ્મણોને નમસ્કાર કર્યાની નમન કરી ભાવના કરવીઃ—

**ॐ । आसत्यलोकात्पातालादालोकालोकपर्वतात् ।**

**ये संति ब्राह्मणा देवास्तेभ्यो नित्यं नमो नमः ॥ १ ॥**

નમસ્કાર કરવાનો પ્રાચીન શિષ્ટાચાર તો આ પ્રમાણે છેઃ—

આચાર્યાદિને ઉપસંગ્રહણ કરવું. પોતાનાં ગોત્રપ્રવરાદિ બોલી પોતાના જમણા અને ડાબા કાનને ક્રમથી ડાબે અને જમણે હાથે સ્પર્શ કરી પછી આચાર્ય સમીપ હોય તો આચાર્યના જમણા ચરણને જમણે હાથે

સંકલ્પમાં **माध्याह्नसंध्योपासनमहं करिष्ये** એમ કહેવું.
આવાહન નીચેના મંત્રોદ્વારા કરવું:—

ॐ । सावित्रीं युवतीं शुक्लां, शुक्लवस्त्रां त्रिलोचनाम् ।
त्रिशूलिनीं वृषारूढां, यजुर्वेदेन संस्थिताम् ॥ १ ॥
रुद्राणीं रुद्रदैवत्यां, रुद्रलोकनिवासिनीम् ।
सावित्रि छंदसां माता, रुद्रयोनि नमोऽस्तु ते ॥ २ ॥

મન્ત્રાચમન નીચેના મન્ત્રોદ્વારા લેવું:—

ॐ । आपः पुनन्तु पृथिवीं, पृथिवी पूता पुनातु माम् ।
पुनन्तु ब्रह्मणस्पतिर्, ब्रह्म पूता पुनातु माम् ॥ १ ॥
यदुच्छिष्टमभोज्यं च, यद्वा दुश्चरितं मम ।
सर्वं पुनन्तु मामापोऽसतां च प्रतिग्रहं स्वाहा ॥ २ ॥

એ મન્ત્રોના નારાયણ ઋષિ, જલ દેવતા ને ગાયત્રી છંદ છે.
ગાયત્રીમન્ત્રવડે શ્રીસૂર્યને એક અર્ઘ્ય ઉંચે ઉછાળીને આપવો.

---

અને તેમના ડાબા ચરણને ડાબે હાથે સ્પર્શ કરીને મસ્તક નમાવવું તે ઉપસંગ્રહણ કહેવાય છે. ગોત્રપ્રવરાદિનું નીચેની રીતે ઉચ્ચારણ કરવું. આચાર્યવિનાના દેવાદિને માત્ર નમનજ કરવું.

अमुकगोत्रोत्पन्नोऽहं अमुकप्रवरान्वितोऽहं शुक्लयजुर्वेदांतर्गत अमुकशाखाध्यायी अमुकशर्मा( वर्मा वा गुप्तोऽ )हं भो आचार्य त्वां अभिवादयामि । भो वैश्वानर त्वां अभिवादयामि। भोः सूर्याचंद्रमसौ युवां अभिवादयामि । भो याज्ञवल्क्य त्वां अभिवादयामि । भो ईश्वर त्वां अभिवादयामि ॥

ગાયત્રીમન્ત્રનો જપ હૃદયની આગળ હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો.

ગાયત્રીનું વિસર્જન નીચેના મન્ત્રથી કરવું:—

ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।
रुद्रयोनि समुत्पन्ना, गच्छ देवि यथासुखम् ॥ १ ॥

સમાપ્તિમાં **अनेन माध्याह्नसंध्याख्येन** ઇત્યાદિ કહેવું.

બાકીનું બીજું બધું પ્રાતઃસંધ્યાપ્રમાણે કરવું.

॥ इति माध्याह्नसंध्या ॥

## ॥ अथ सायंसंध्या ॥

પ્રાતઃસંધ્યાના કરતાં સાયંસંધ્યામાં જે વિશેષ છે તે દર્શાવવામાં આવે છે:—

સાયંસંધ્યા પશ્ચિમાભિમુખે બેસીને કરવી. ગાયત્રીજપ પણ તેજ દિશાભણી મુખ રાખી બેસીને કરવો.

સંકલ્પમાં **सायंसंध्योपासनमहं करिष्ये** એમ કહેવું.

આવાહન નીચેના મંત્રોવડે કરવું:—

ॐ । वृद्धां सरस्वतीं कृष्णां, पीतवस्त्रां चतुर्भुजाम् ।
शंखचक्रगदापद्महस्तां गरुडवाहनीम् ॥
बदर्याश्रममावासामायातीं सूर्यमंडलात् ॥ १ ॥
आगच्छ वरदे देवि, त्र्यक्षरे विष्णुवादिनि ।
भारति छंदसां मातर्, विष्णुयोनि नमोऽस्तु ते ॥२॥

મંત્રાચમન નીચેનો મંત્ર બોલીને લેવું:—

ॐ अग्निश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंताम्, यदह्ना पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्,

**पद्भ्यामुदरेण शिश्ना, अहस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि, इदमहं माममृतयोनौ, सत्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥**

એ મંત્રના નારાયણ ઋષિ, અગ્નિ દેવતા ને પ્રકૃતિ છંદ છે, અને આચમન લેવામાં તેનો ઉપયોગ છે.

ગાયત્રીજપ બેસીને નાસિકાગ્રપાસે હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો.

ગાયત્રીનું વિસર્જન નીચેનો મંત્ર બોલીને કરવુંઃ—

**ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।**
**विष्णुयोनि समुत्पन्ना, गच्छ देवि यथासुखम् ॥ १ ॥**

સમાપ્તિમાં **अनेन सायंसंध्याख्येन** ઇત્યાદિ કહેવું.

બાકીનો ભાગ પ્રાતઃસંધ્યાપ્રમાણે કરવો.

પ્રત્યેક સમય સંધ્યા કરી રહ્યા પછી શિખા છોડી નાંખવાની આવશ્યકતા નથી. જો છોડવી તો પાછી તે વેલાસર બાંધી લેવી.

## ॥ इति सायंसंध्या ॥

## ॥ इति संध्याप्रयोगः ॥[१२]



## ॥ सूतकमां संध्या करवानो विधि ॥

પ્રાણાયામ મંત્રરહિત કરવા. આચમન મંત્રરહિત લેવું. **ॐ आपो हि ष्ठा** ઇત્યાદિ મંત્રો મનમાં ભણીને માર્જન કરવું. ગાયત્રીમંત્ર

---

૧૨ શ્રીકાત્યાયનઋષિને મતે સંધ્યામાં આચમન, ત્રણ પ્રાણાયામ, શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન, શ્રીસૂર્યનું ઉપસ્થાન ને યથાશક્તિ ગાયત્રીજપ એ કર્તવ્ય છે, માટે જેમનાથી આ ગ્રંથમાં કહ્યા પ્રમાણે સંધ્યા ન થઇ શકે તેમણે સંકલ્પ કર્યા પછી તે મુખ્ય અને અતિઅગત્યનો

સ્પષ્ટ બોલીને તેવડે **શ્રીસૂર્યને** અર્ધ્યપ્રદાન કરવું. **સૂર્યશ્ચ०** એ મંત્રથી આચમન ન કરવું, તેમ ઉપસ્થાન પણ ન કરવું. દશ ગાયત્રીમંત્રનો માનસ જપ કરવો.

## ॥ अथ ब्रह्मयज्ञविधिः ॥

પ્રાતઃકાલની કિંવા મધ્યાહ્નકાલની સંધ્યા કર્યા પછી અથવા વૈશ્વદેવમાં કહેલે સ્થલે નિત્યપ્રતિ એક વારજ બ્રહ્મયજ્ઞ કરવો. દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, આચમનપ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ--

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं यथाशक्ति ब्रह्मयज्ञमहं करिष्ये ॥**

પછી પ્રણવ અને ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીનો એક વાર પાઠ કરી પશ્ચાત્ નીચેના મંત્રો ભણવાઃ—

**ॐ इषे त्वोर्जे त्वा वायव स्थ देवो वः सविता प्रापयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावतीरनमीवा अयक्ष्मा मा वस्तेन ईशत माघशंसो ध्रुवा अस्मिन्गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून्पाहि ॥ १ ॥ ॐ हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्। योऽसावादित्ये पुरुषः सोऽसावहम् । ओ३म् खं ब्रह्म ॥ १७ ॥**

---

ભાગજ કરવો. જેનાથી એ પ્રમાણે પણ ન બની શકે એવા પ્રમાદીએ તો અર્ધ્યપ્રદાન ને દશ ગાયત્રીનો જપ એ કરવાં, પણ સંધ્યાનો કદીપણ લોપ ન કરવો. પ્રત્યેક દ્વિજને સંધ્યા શામાટે કર્તવ્ય છે તે જાણવા ઇચ્છા થાય તો **શ્રીસંધ્યારહસ્ય** વાંચો.

પછી નીચે પ્રમાણે બોલી બ્રહ્મયજ્ઞની સમાપ્તિ કરવીઃ—

**अनेन ब्रह्मयज्ञाख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

## ॥ इति ब्रह्मयज्ञविधिः ॥

## ॥ अथ तर्पणप्रयोगः ॥

તર્પણ પ્રાતઃકાલની સંધ્યા કર્યા પછી અથવા બ્રહ્મયજ્ઞ કર્યા પછી માત્ર એક વારજ કરવું.

દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, આચમનપ્રાણાયામ કરી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं देवऋषिमनुष्यपितृतर्पणमहं करिष्ये ॥**

પછી નીચેના મંત્રો ભણી દેવ, ઋષિ તથા પિતૃઓને ઉદ્દેશે તલસહિત જલનો વા એકલા જલનો એક અંજલિ દેવોઃ—

**ॐ आब्रह्मस्तंबपर्यंतं देवर्षिपितृमानवाः । तृप्यंतु पितरः सर्वे मातृमातामहादयः ॥ १ ॥ अतीतकुलकोटीनां सप्तद्वीपनिवासिनाम् । आब्रह्मभुवनाल्लोकादिदमस्तु तिलोदकम् ॥२॥**

એ અંજલિ દેવતીર્થથી એટલે આંગળીઓનાં અગ્રોથી આપવો, ને અંજલિમાંનું જલ પવિત્ર ભૂમિપર વા તરભાણામાં નાંખવું. પછી નીચે પ્રમાણે અર્પણનું ઉચ્ચારણ કરી તર્પણની સમાપ્તિ કરવીઃ—

**अनेन यथाशक्ति देवऋषिमनुष्यपितृतर्पणाख्येन कर्मणा पितृरूपी जनार्दनवासुदेवः प्रीयतां न मम ॥**

## ॥ इति तर्पणप्रयोगः ॥

## ॥ अथ शिवपूजनविधिः ॥

ભસ્મનાં ત્રિપુણ્ડ્ર અને રુદ્રાક્ષ ધારણ કરી, આચમનપ્રાણાયામ કરી, **ॐ श्रीमन् महागणाधिपतये नमः** એમ બોલી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्रीसदाशिवप्रीत्यर्थं अमुकशिवपूजनमहं करिष्ये ॥**

પછી પવિત્ર જલથી ભરેલા પૂજાના કલશની પૂજા કરી શ્રીશંકરનું ધ્યાન કરવું, ને તે જલમાંથી થોડા જલવડે પૂજાનાં સર્વ દ્રવ્યોને તથા સ્વશરીરને **आपो हि ष्ठा०** એ મંત્રથી પૂજા કરતા‑ પહેલાં પ્રોક્ષણ કરવું.

પછી નીચે પ્રમાણે પૂજા આરંભવી:—

**ॐ नमः शिवाय स्नानं समर्पयामि ॥ ॐ नमः शिवाय गंधं समर्पयामि ॥ ॐ नमः शिवाय पुष्पाणि समर्पयामि ॥ ॐ नमः शिवाय धूपं समर्पयामि ॥ ॐ नमः शिवाय दीपं समर्पयामि ॥ ॐ नमः शिवाय नैवेद्यं समर्पयामि ॥**

ઉપરના મંત્રોવડે તે તે ઉપચારો અર્પણ કરી, પછી તેજ મંત્રથી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરવાં. પછી તે શિવપંચાક્ષરમંત્રનો દશ વાર કિંવા એક સો આઠ વાર જપ કરી, પછી પ્રાર્થના કરવી, ને અંતે નીચે પ્રમાણે બોલી તે પૂજા સમાપ્ત કરવી:—

**अनेन पूजनेन श्रीसांबसदाशिवः प्रीयतां न मम ॥**

॥ इति शिवपूजनविधिः ॥

द्वादश ज्योतिर्लिंगोनां नामो

सौराष्ट्रे सोमनाथं च, श्रीशैले मल्लिकार्जुनम् ।
उज्जयिन्यां महाकालमोंकारममलेश्वरम् ॥ १ ॥
परल्यां वैजनाथं च, डाकिन्यां भीमशंकरम् ।
सेतुबन्धे तु रामेशं, नागेशं दारुकावने ॥ २ ॥
वाराणस्यां तु विश्वेशं, त्र्यंबकं गौतमीतटे ।
हिमालये तु केदारं, घृष्णेश्वरं शिवालये ॥ ३ ॥
एतानि ज्योतिर्लिंगानि, सायंप्रातः पठेन्नरः ।
सप्तजन्मकृतं पापं, स्मरणेन विनश्यति ॥ ४ ॥

અજૈકપાત્, અહિર્બુધ્ન, વિરૂપાક્ષ, સુરેશ્વર, જયંત, બહુરૂપ, ત્ર્યંબક, અપરાજિત, વૈવસ્વત, સાવિત્ર ને શંકર એ અગીઆર રુદ્રનાં નામો છે.

॥ अथ वैश्वदेवप्रयोगः ॥

પવિત્ર ભૂમિપર સંમુખ કુંડ રાખી, તેમાં જે અગ્નિપર પાક કર્યો હોય તે અગ્નિને સ્થાપન કરી, તથા તેની પાસે ઘીવાળો ભાત તાંબાના પાત્રમાં રાખી, પૂર્વાભિમુખે બેસી, આચમનપ્રાણાયામ કરી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्रीपरमेश्वरप्रीत्यर्थं वैश्वदेवाख्यकर्माहं करिष्ये ॥

પછી કુંડમાંના અગ્નિને વાંસની ભુંગળાથી ફુંકી, પ્રજ્વલિત કરી, અગ્નિનું ધ્યાન તથા આવાહન કરી, તે અગ્નિનું ચંદનાદિવડે પૂજન કરવું. પછી **ॐ अग्नये नमो नमः** એમ બોલી જમણા હાથમાં જલ લઈ કુંડની આસપાસ ઈશાનકોણથી ઈશાનકોણપર્યંત જલધારા કરવી. પછી લાવી રાખેલા ભાતનું ગાયત્રીમંત્રવડે પ્રોક્ષણ કરી તેવડે કુંડમાંના પ્રદીપ્ત અગ્નિમાં દેવતીર્થથી ( જમણા હાથનાં આંગળાંઓનાં અગ્રોથી ) નીચેના મંત્રોવડે આહુતિ દેવી:—

**ॐ भूः स्वाहा । इदमग्नये न मम ॥ ॐ भुवः स्वाहा । इदं वायवे न मम ॥ ॐ स्वः स्वाहा । इदं सूर्याय न मम ॥ ॐ भूर्भुवः स्वः स्वाहा । इदं प्रजापतये न मम ॥ ॐ अग्नये स्विष्टकृते स्वाहा । इदमग्नये स्विष्टकृते न मम॥ इति देवयज्ञः॥**

પછી તે અગ્નિના પશ્ચિમભાગમાં ભૂમિપર જલથી એક વેંતનું મંડલ કરી તેપર પૂર્વાગ્ર ત્રણ દર્ભો પાથરી તેપર નીચે પ્રમાણે બલિહરણ* કરવું:-

દક્ષિણભણી:- १ **ॐ धात्रे नमः। इदं धात्रे न मम ॥** ઉત્તરભણી:–૨ **ॐ विधात्रे नमः। इदं विधात्रे न मम ॥** મધ્યમાં:- ૩ **ॐ विश्वेभ्यो देवेभ्यो नमः। इदं वि० दे० न मम ॥** ૪ **ॐ विश्वेभ्यो भूतेभ्यो नमः। इदं वि० भू० न मम ॥**ઉત્તરભણી:–૫ **ॐ भूतानां च पतये नमः। इदं भू० च प० न मम ॥ इति भूतयज्ञः॥**

પછી ડાબો પગ વાળી, દક્ષિણભણી મુખ રાખી, અપસવ્ય થઈ, પિતૃતીર્થથી એટલે જમણા હાથના અંગૂઠા ને તર્જનીના મધ્યભાગથી અવશિષ્ટ અન્નનો પિતૃબલિ દક્ષિણભણી નીચેના મંત્રવડે મૂકવો:—

* આ બલિ દેવતીર્થથી મૂકવાં. બલિહરણપટ્ટ આ પ્રમાણે થાય છે:—

६ ॐ पितृभ्यः स्वधा। इदं पितृभ्यो न मम ॥ इति पितृयज्ञः ॥

પછી જનોઈને સવ્ય કરી અન્નરહિત થયેલા તે પાત્રમાં થોડું જલ નાંખી તે પાત્ર ધોઈ તે જલ નીચેના મંત્રથી વાયવ્યખૂણામાં નાંખવું:–
७ ॐ यक्ष्मैतत्ते निर्णेजनम्। इदं यक्ष्मणे न मम ॥ પછી બ્રહ્મયજ્ઞ ન કર્યો હોય તો તે કરી, ઘરમાં દેવપૂજા હોય તો મંત્રપુષ્પપૂર્વક ઘૃતપક્વાન્નાદિ નૈવેદ્ય સમર્પણ કરવું. પશ્ચાત્ જનોઈને કંઠમાં કરી મનુષ્યતીર્થથી એટલે ટચલી આંગળીના મૂલની આગળથી ઉત્તરભણી નીચેનો મંત્ર બોલી એક ગ્રાસજેટલું અન્ન મૂકવું:–८ ॐ हंत ते सनकादिमनुष्येभ्यः। इदं सनकादिमनुष्येभ्यो न मम ॥ इति मनुष्ययज्ञः॥

પછી ગાયને માટે તથા શ્વાનને માટે થોડું થોડું અન્ન કાઢી રાખવું. પશ્ચાત્ કુંડમાંથી વિભૂતિ લઈ તે લલાટ, કંઠ, બે બાહુમૂલ ને હૃદય એ સ્થાને ધારણ કરી નીચેના મંત્રથી અગ્નિનું વિસર્જન કરવું:–

પૂર્વ

ઉત્તર | दक्षिण

* २ ॐ विधात्रे नमः १ ॐ धात्रे नमः*
* ५ ॐ भूतानां च प०
*
*८ ॐ हंत ते० ४ ॐ वि० भू० ६ ॐ पितृ० *
*
* ७ ॐ यक्ष्मै० ३ ॐ वि० दे० नमः

પશ્ચિમ

**गच्छ गच्छ सुरश्रेष्ठ स्वस्थाने परमेश्वर ।**
**यत्र ब्रह्मादयो देवास्तत्र गच्छ हुताशन ॥ १ ॥**

પછી નીચે પ્રમાણે બોલી તે કર્મ શ્રીપરમેશ્વરને અર્પણ કરવું:—

**अनेन वैश्वदेवाख्येन कर्मणा श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

પછી કોઈ પૂજ્ય અતિથિ આવેલો હોય તો તેને ભોજન કરાવી પશ્ચાત્ ગૃહસ્થે કુટુંબસહિત ભોજન કરવું.

**સૂચના**:—પિતા વૈશ્વદેવ કરતા હોય તો પિતાથી અવિભક્ત પુત્રે ગ્રામાંતરમાં પોતે રહેતો હોય તોપણ પૃથક્ વૈશ્વદેવ કરવો નહિ, માત્ર વ્યાહૃતિથી ત્રણ આહુતિ અગ્નિને આપવી, ને ગોગ્રાસ તથા શ્વાનભાગ કાઢવા.

પિતા વૈશ્વદેવ ન કરતા હોય તો પિતાના પ્રતિનિધિરૂપે પુત્રે સમગ્ર વૈશ્વદેવ કરવો.

## ॥ इति वैश्वदेवप्रयोगः ॥

## ॥ अथ भोजनविधिः ॥

જલથી કરેલા ચતુષ્કોણમંડલપર ભોજનપાત્રો રાખી, તેમાં ઘૃતાદિયુક્ત અન્ન પીરસાયાપછી જમણા હાથમાં જલ લઇ ગાયત્રી-મન્ત્રવડે તે જલથી પીરસેલા અન્નનું સંપ્રોક્ષણ કરી તે પરમાત્માને અર્પણ કરવું. પછી દિવસે ॐ **सत्यं त्वर्तेन परिषिंचामि** એ મંત્રવડે તથા રાત્રિએ **ऋतं त्वा सत्येन परिषिंचामि** એ મંત્રવડે પાત્રની આસપાસ પંક્તિનિવારણાર્થે પ્રદક્ષિણાની રીતે જલધારા કરવી.

પછી જમણેથી ડાબીભણી જાય તેવી રીતે પાત્રસંમુખ નાની જલધારા કરી તે ઠેકાણે જમણીભણીથી ડાબીભણી જાય એમ નીચે

પ્રમાણે બોલી ઘીવાળા ભાતના ત્રણ બલિ મૂકવાઃ—૧ લોઃ—ॐ **भूपतये स्वाहा नमः ॥** ૨ જોઃ—ॐ **भुवनपतये स्वाहा नमः ॥** ૩ જોઃ—ॐ **भूतानां पतये स्वाहा नमः ॥**

પછી ॐ **अमृतोपस्तरणमसि स्वाहा** એ મંત્રવડે જમણા હાથમાં રાખેલા પાણીનું આચમન કરવું. પછી ડાબા હાથવડે ભોજન-પાત્રને સ્પર્શ કરી, તથા મૌન ધારણ કરી, ॐ **प्राणाय स्वाहा,** ॐ **अपानाय स्वाहा,** ॐ **व्यानाय स्वाहा,** ॐ **समानाय स्वाहा,** ॐ **उदानाय स्वाहा** એવા પાંચ મંત્રોવડે, પ્રત્યેક મંત્રે એક એમ પાંચ આહુતિ ઘીવાળા અથવા દૂધવાળા ભાતની પ્રાણને આપવી. પછી પાત્રપરથી ડાબો હાથ ઊપાડી લઇ, ધોઇ, જલનો સ્પર્શ તે હાથની અનામિકાવડે બન્ને નેત્રને કરવો. ત્યારપછી રુચિપ્રમાણે જમવું. પાત્રનો સ્પર્શ તથા મૌન એ પ્રાણાહુતિસુધી આવશ્યક છે, પછી તે રાખવાં કે ન રાખવાં તે સ્વેચ્છાપર છે. ખૂણાઓભણી મુખ રાખી ભોજન ન કરવું. જમી રહ્યા પછી શેષ અન્નમાંથી પાત્રની ડાબી બાજુએ એક ચિત્રાહુતિ મૂકવી. પછી જમણા હાથમાં પાણી લઇ ॐ **अमृतापिधानमसि स्वाहा** એ મંત્રવડે ઉત્તર આપોશનનું અર્ધું પાણી પી જઈ અર્ધું જે ઠેકાણે ચિત્રાહુતિ મૂકેલ છે તે ઠેકાણે પિતૃતીર્થની રીતે એટલે અંગૂઠા ને તર્જનીના મધ્યભાગથી રેડવું. પછી હાથમુખ ધોઇ, સોળ કોગળા કરી, બે આચમન લેવાં.

બન્ને પ્રકારના આશૌચમાં જમવાસમયનું બલિદાન, પાંચ પ્રાણા-હુતિ ને ડાબે હાથે પાત્રનો સ્પર્શ ઇત્યાદિ કહ્યા પ્રમાણે કરવાં, તેમનો ત્યાગ ન કરવો.

**॥ इति भोजनविधिः ॥**

## ॥ अथ यज्ञोपवीतधारणप्रयोगः ॥

સૂતકની તથા ગ્રહણની સમાપ્તિએ, ચાર માસે, અથવા આકસ્મિક-રીતે ત્રુટી જાય ત્યારે કે એવે બીજે પ્રસંગે નીચેના વિધિપ્રમાણે દ્વિજે નવું જનોઈ ધારણ કરવું જોઇએ.

પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, યજ્ઞોપવીતનું જલથી પ્રક્ષાલન કરી, પશ્ચાત્ આચમન લઇ, એક પ્રાણાયામ કરવો. પછી જમણી હથેળીમાં વા આચમનીમાં જલ લઈ નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम श्रौतस्मार्तकर्मानुष्ठानसिद्ध्यर्थं नवीनयज्ञोपवीतधारणमहं करिष्ये ॥**

પછી તે યજ્ઞોપવીત કરસંપુટમાં રાખી તેનું દશ ગાયત્રીમંત્રવડે અભિમન્ત્રણ કરવું.

પછી બંને હાથનાં અંગૂઠાતર્જની તથા કનિષ્ઠિકામધ્યમાની વચ્ચે જનોઈ રાખી, બન્ને હાથ ઉંચા કરી, ॐ **तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम०** એ મંત્ર પૂરો બોલી તે જનોઈ શ્રીસૂર્યને દેખાડવું. પછી નીચેના મંત્રો ભણવાઃ—

**ॐ। यज्ञोपवीतं परमं पवित्रं, प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं, यज्ञोपवीतं बलमस्तु तेजः ॥ १ ॥**

**ॐ यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥ २ ॥**

એ મન્ત્રો બોલી, બન્ને હાથ નીચા કરી, ડાબા ખભાપર ડાબા હાથદ્વારા તે ધારણ કરવું. પછી આચમન લેવું. ગૃહસ્થ હોય તેણે તેવીજ રીતે બીજું જનોઈ ધારણ કરવું. પશ્ચાત્ દશ ગાયત્રીમંત્રનો

જપ કરી પછી જૂનું ઉપવીત **ॐ समुद्रं गच्छ स्वाहा०** એ મન્ત્ર બોલીને કિંવા **एतावद्दिनपर्यंतं ब्रह्म त्वं धारितं मया। जीर्णत्वात्त्वत्परित्यागो गच्छ सूत्र यथासुखम्॥** એ મંત્રનું ઉચ્ચારણ કરીને શિરોમાર્ગથી કાઢી નાંખવું, ને કરેલો જપ શ્રીસૂર્યભગવાન્‌ને નીચે પ્રમાણે બોલી અર્પણ કરવો:—

**अनेन नवयज्ञोपवीतधारणार्थे कृतेन यथाशक्ति गायत्रीजपकर्मणा श्रीसवितादेवता प्रीयतां न मम ॥**

**॥ इति यज्ञोपवीतधारणप्रयोगः ॥**

## ॥ अथ श्रीदक्षिणामूर्तिस्तोत्रम् ॥

**विश्वं दर्पणदृश्यमाननगरीतुल्यं निजांतर्गतं,**
**पश्यन्नात्मनि मायया बहिरिवोद्भूतं यथा निद्रया।**
**यः साक्षात्कुरुते प्रबोधसमये स्वात्मानमेवाद्वयम्,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ १ ॥**

અર્થ:—દર્પણમાં દેખાતી પ્રતિબિંબિત નગરીની પેઠે પોતાના અંત:કરણમાં રહેલા વાસનામય વિશ્વને જેમ નિદ્રાએ કરીને બહારના જેવું દેખીએ છીએ તેમ આત્મામાં કલ્પિતરીતે રહેલા આ જગત્‌ને માયાએ ને દૃશ્યની વાસનાએ કરી બહાર ઉદ્‌ભૂતની પેઠે દેખતાં છતાં જે આત્માના જ્ઞાનના સમયમાં અદ્વયરૂપ પોતાના આત્માનેજ અપરોક્ષ કરે છે તે શ્રીસદ્‌ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૧

**बीजस्यांतरिवांकुरो जगदिदं प्राङ्निर्विकल्पं पुनर्,**
**मायाकल्पितदेशकालकलनावैचित्र्यचित्रीकृतम् ।**
**मायावीव विजृंभयत्यपि महायोगीव यः स्वेच्छया,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ २ ॥**

**અર્થઃ**—વૃક્ષાદિના બીજની અંતર સૂક્ષ્મ અંકુરની પેઠે આ પ્રતીત થતું જગત્ પૂર્વે નિર્વિકલ્પ (નામરૂપાદિની કલ્પનાથી રહિત) હતું, પછી પોતાની માયાવડે જેમણે કલ્પિત દેશકાલની કલ્પનાથી નામ-રૂપાદિની વિચિત્રતાએ કરી વિચિત્રની પેઠે કર્યું છે. જેઓ માયાવીની (બાજીગરની) પેઠે અને મહાયોગીની પેઠે સ્વેચ્છાએ આ સંસારરૂપ વિલક્ષણ વિલાસને કરે છે તે શ્રીસદ્‌ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૨

**यस्यैव स्फुरणं सदात्मकमसत्कल्पार्थगं भासते,**
**साक्षात्तत्त्वमसीति वेदवचसा यो बोधयत्याश्रितान् ।**
**यत्साक्षात्करणाद्भवेन्न पुनरावृत्तिर्भवांभोनिधौ,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ६ ॥**

**અર્થઃ**—જેનું સ્ફુરણ (જ્ઞાન) સદ્‌રૂપ છતાં અસત્‌ના જેવા આ દૃશ્ય પદાર્થોમાં અનુસ્યૂત (પરોવાઈને રહેલું) ભાસે છે, અને જે "**તત્ત્વમસિ**" (તે બ્રહ્મ તું છે) આ છાંદોગ્યોપનિષદ્‌ના વચનવડે શરણાગતોને બ્રહ્મનો સાક્ષાત્ બોધ કરે છે, વળી જેના દૃઢ સાક્ષાત્કારથી આ દુઃખમય સંસારસાગરમાં બ્રહ્મજ્ઞાનીનો પુનર્જન્મ થાય નહિ તે શ્રી-સદ્‌ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનતાયુક્ત નમસ્કાર હો. ૩

**नानाच्छिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं,**
**ज्ञानं यस्य तु चक्षुरादिकरणद्वारा बहिः स्पंदते ।**
**जानामीति तमेव भांतमनुभात्येतत्समस्तं जगत्,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ४ ॥**

**અર્થ**:–ઘણાં છિદ્રોવાળા ઘડાના ઉદરમાં રહેલા મોટા પ્રકાશમય દીવાના પ્રકાશજેવું પ્રકાશવાળું જેનું જ્ઞાન સ્થૂલશરીરમાંથી ચક્ષુરાદિ ઇંદ્રિયોદ્વારા બહાર સ્ફુરે છે. "હું જાણું છું" એવી રીતે પ્રથમ તેનાજ ભાસમાન થયા પછી આ સમસ્ત જગત્ તેને ભાસે છે તે શ્રી–સદ્ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો.૪

**देहं प्राणमपींद्रियाण्यपि चलां बुद्धिं च शून्यं विदुः,**
**स्त्रीबालांधजडोपमास्त्वहमिति भ्रांता भृशं वादिनः ।**
**मायाशक्तिविलासकल्पितमहाव्यामोहसंहारिणे,**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ५ ॥**

**અર્થ**:—સ્ત્રી, બાલક, અંધ અને જડની ઉપમાવાળા ચાર્વાક આદિ ઘણા ભ્રાંત વાદિપુરુષો તો સ્થૂલદેહને, મુખ્યપ્રાણને, અગીઆર ઇંદ્રિયોને, ચંચલસ્વભાવવાળી બુદ્ધિને અને શૂન્યને (અભાવને) "હું છું" (એ મારું સાચું સ્વરૂપ છે) એમ જાણે છે તે માયાશક્તિના કાર્યરૂપ આ કલ્પિત ને દુઃખદ મહાવ્યામોહનો સંહાર કરનારા શ્રીસદ્ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ શ્રદ્ધાભક્તિવાળા નમસ્કાર હો. ૫

**राहुग्रस्तदिवाकरेंदुसदृशो मायासमाच्छादनात्,**
**सन्मात्रः करणोपसंहरणतो योऽभूत्सुषुप्तः पुमान् ।**

प्रागस्वाप्समिति प्रबोधसमये यः प्रत्यभिज्ञायते,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ६ ॥

**અર્થ:**—આવરણ કરવાના સ્વભાવવાળી માયાવડે સારી રીતે આચ્છાદિત થવાથી અંધકારમય રાહુવડે ઘેરાયેલા પ્રકાશમય સૂર્ય અને ચન્દ્રની પેઠે સન્માત્રરૂપ જે પુરુષ અંતઃકરણના ને ઇંદ્રિયોના વિલયથી સુષુપ્તિને પામ્યો હતો, અને જે જાગ્રતના સમયમાં "હું પૂર્વે સૂતો હતો" એમ પ્રત્યભિજ્ઞાનનો (પૂર્વે અનુભવેલાના પુનઃ જ્ઞાનનો) વિષય કરાય છે તે શ્રીસદ્‌ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ સવિનય નમસ્કાર હો. ૬

बाल्यादिष्वपि जाग्रदादिषु तथा सर्वास्ववस्थास्वपि,
व्यावृत्तास्वनुवर्तमानमहमित्यंतः स्फुरंतं सदा ।
स्वात्मानं प्रकटीकरोति भजतां यो भद्रया मुद्रया,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ७ ॥

**અર્થ:**—બાલ્યાદિક તેમજ જાગ્રદાદિક પરસ્પરભિન્ન તનમનની સર્વે અવસ્થાઓવિષે અનુવર્તમાન, (તે તે અવસ્થારૂપે પ્રતીત થતા,) અને "હું છું" એમ શરીરની અંતર સદા સ્ફુરવાવાળા પોતાના સ્વરૂપને શ્રદ્ધાપ્રીતિથી ભજન કરવાવાળાની મધ્યે જે ભદ્રામુદ્રાવડે પ્રકટ કરે છે તે શ્રીસદ્‌ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ વિનયપૂર્વક નમસ્કાર હો. ૭

विश्वं पश्यति कार्यकारणतया स्वस्वामिसंबंधतः,
शिष्याचार्यतया तथैव पितृपुत्राद्यात्मना भेदतः ।
स्वप्ने जाग्रति वा य एष पुरुषो मायापरिभ्रामित-
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥

**અર્થઃ**—જે આ પુરુષ (જીવ) માયાવડે ચારે ગમથી ભ્રાંતિને પામેલો અંતઃકરણની સ્વપ્નાવસ્થાવિષે અથવા જાગ્રદવસ્થાવિષે કાર્ય-કારણભાવવડે, સ્વસ્વામિસંબંધવડે અને શિષ્યઆચાર્યભાવવડે તેમજ પિતાપુત્ર આદિ ભિન્ન ભિન્ન સ્વરૂપવડે ભેદથી આ વિશ્વને દેખે છે તે શ્રીસદ્‌ગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવે નમસ્કાર હો. ૮

**भूरंभांस्यनलोऽनिलोंबरमहर्नाथो हिमांशुः पुमा-**
**नित्याभाति चराचरात्मकमिदं यस्यैव मूर्त्यष्टकम् ।**
**नान्यत् किंचन विद्यते विमृशतां यस्मात्परस्माद्विभो-**
**स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ९ ॥**

**અર્થઃ**—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને પુરુષ (જીવ) એમ આ સ્થાવરજંગમરૂપ જે પરમાત્માની મૂર્તિનું **અષ્ટક** લોકોને જણાય છે, અને પરમાત્માનો વિચાર કરવાવાળા પુરુષને જે વિભુરૂપ પરમાત્માથી ભિન્ન બીજું કાંઇ પણ અહીં વિદ્યમાન જણાતું નથી તે શ્રીસદ્‌ગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ સવિનય નમસ્કાર હો. ૯

**सर्वात्मत्वमिति स्फुटीकृतमिदं यस्मादमुष्मिँस्तवे,**
**तेनास्य श्रवणात्तथार्थमननाद्ध्यानाच्च संकीर्तनात् ।**
**सर्वात्मत्वमहाविभूतिसहितं स्यादीश्वरत्वं स्वतः,**
**सिद्ध्येत्तत्पुनरष्टधा परिणतं चैश्वर्यमव्याहतम् ॥१०॥**

**અર્થઃ**—જેથી આ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમાં એમ આ જીવના વાસ્તવિક સ્વરૂપનો સર્વાત્મભાવ સ્પષ્ટ કર્યો છે તે હેતુથી આ સ્તોત્રના શ્રદ્ધાપૂર્વક શ્રવણથી તથા આ સ્તોત્રના અર્થના મનનથી અને શ્રીદક્ષિણામૂર્તિના ધ્યાનથી તથા તેમના નામના સંકીર્તનથી વ્યાવહારિક

મહાવિભૂતિસહિત સર્વાત્મભાવરૂપ ઈશ્વરભાવ આવો શુભ પ્રયત્ન કરનારા મનુષ્યને સ્વતઃસિદ્ધ થાય છે. વળી આ સ્તોત્રના પાઠ આદિ કરનારને સૂક્ષ્મ ને મહાન્ ઇત્યાદિ આઠ પ્રકારથી વિવર્તપરિણામને પામેલા બ્રહ્મરૂપ અભંગ ઐશ્વર્યની પ્રાપ્તિ પણ થાય છે. ૧૦

ક્ષેપક શ્લોકો

**वटविटपिसमीपे भूमिभागे निषण्णं,**
**सकलमुनिजनानां ज्ञानदातारमारात् ।**
**त्रिभुवनगुरुमीशं दक्षिणामूर्तिदेवं,**
**जननमरणदुःखच्छेददक्षं नमामि ॥ ११ ॥**

અર્થઃ—કૈલાસપર્વતપર ભદ્રવટનામના રમણીય વડના વૃક્ષની સમીપમાં નીચેની ભૂમિના ભાગપર બેઠેલા, સર્વ જિજ્ઞાસુ મુનિજનોને કેવલ દયાથી બ્રહ્મજ્ઞાન દેનારા, ત્રણે લોકના પરમગુરુ, ઈશ્વર (જગતના નિયંતા) ને જન્મમરણાદિરૂપ દુઃખોનો તુરત નાશ કરવામાં અતિચતુર શ્રીદક્ષિણામૂર્તિને હું શ્રદ્ધાભક્તિથી નમસ્કાર કરું છું. ૧૧

**चित्रं वटतरोर्मूले, वृद्धाः शिष्या गुरुर्युवा ।**
**गुरोस्तु मौनं व्याख्यानं, शिष्यास्तु च्छिन्नसंशयाः ॥१२॥**

અર્થઃ—પૂર્વોક્ત વડના ઝાડના મૂલમાં વયોવૃદ્ધ શિષ્યો અને શ્રી-દક્ષિણામૂર્તિરૂપ જુવાન મહાપુરુષ સ્થિત છે, વળી તે સદ્ગુરુનું ભદ્રામુદ્રારૂપ મૌન વ્યાખ્યાન છે, અને તેમના સનકાદિક શિષ્યો સંશયરહિત થયા છે એ બહુ આશ્ચર્યની વાત છે. ૧૨

**ॐ नमः प्रणवार्थाय, शुद्धज्ञानैकमूर्तये ।**
**निर्मलाय प्रशांताय, दक्षिणामूर्तये नमः ॥ १३ ॥**

**અર્થઃ**— પ્રણવના અર્થરૂપ ને શુદ્ધજ્ઞાનનીજ પ્રત્યક્ષમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા નમસ્કાર હો. અતિનિર્મળ ને પ્રશાંત એવા શ્રીદક્ષિણામૂર્તિને મારા પુનઃ પુનઃ ભાવપૂર્વક નમસ્કાર હો. ૧૩

**निधये सर्वविद्यानां, भिषजे भवरोगिणाम् ।**
**गुरवे सर्वलोकानां, दक्षिणामूर्तये नमः ॥ १४ ॥**

**અર્થઃ**—સર્વ વિદ્યાઓના મોટા ભંડારરૂપ, ભવરોગીઓના સાચા વૈદ્ય અને સર્વ લોકોના હિતોપદેષ્ટા સાચા સદ્‌ગુરુ શ્રીદક્ષિણામૂર્તિને મારા શ્રદ્ધાભક્તિપૂર્વક વારંવાર નમસ્કાર હો. ૧૪

**मौनव्याख्याप्रकटितपरब्रह्मतत्त्वं युवानं,**
**वर्षिष्ठांतेवसदृषिगणैरावृतं ब्रह्मनिष्ठैः ।**
**आचार्येंद्रं करकलितचिन्मुद्रमानंदरूपं,**
**स्वात्मारामं मुदितवदनं दक्षिणामूर्तिमीडे ॥ १५ ॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमच्छंकराचार्यविरचितं श्रीदक्षिणामूर्तिस्तोत्रं ॥ ॐ ॥**

**અર્થઃ**—મૌનવ્યાખ્યાવડે (ભદ્રામુદ્રાવડે) જેમણે પોતાના સનકાદિ શિષ્યોના હૃદયમાં બ્રહ્મતત્ત્વને પ્રકટ કર્યું છે એવા, મનોહર યુવાવસ્થાને ધારણ કરનારા, સમીપમાં વસતા અતિવૃદ્ધ બ્રહ્મનિષ્ઠ ઋષિઓવડે ઘેરાયેલા, હાથવડે કરેલી ભદ્રામુદ્રાને જિજ્ઞાસુઓના પરમહિતમાટે ધારણ કરનારા, પરમાનંદરૂપ, પોતાના સ્વરૂપમાંજ આરામવાળા, પ્રસન્નવદનવાળા અને સર્વ બ્રહ્મોપદેષ્ટા આચાર્યોમાં ઇંદ્રરૂપ એવા શ્રીદક્ષિણામૂર્તિની હું ભાવપૂર્વક સ્તુતિ કરૂં છું. ૧૫

સમાપ્ત

# શ્રીદક્ષિણામૂર્તિનું વર્ણન 

શ્રીદક્ષિણામૂર્તિ એ શ્રીમહેશ્વરનું એક નામ છે. શુદ્ધસત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી પ્રકૃતિને માયા કહેવામાં આવે છે, ને તે માયાના નિયામક વેદમાં મહેશ્વર એવા નામથી પ્રસિદ્ધ છે. શ્રીદક્ષિણામૂર્તિએ સનકાદિકને ભદ્રામુદ્રાવડે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યાનું સંપ્રદાયવેત્તાએ આ પ્રમાણે નિરૂપણ કરે છે:—

સનકાદિક ચારે બંધુઓને બોધ વેળા તત્ત્વજ્ઞાન સંપાદન કરવાની પ્રબલ જિજ્ઞાસા પ્રકટી, તેથી તેઓ સમિત્પાણિ થઇ વિનયપૂર્વક ભગવાન્ બ્રહ્માને શરણે ગયા. ત્યાં તેમની રાજસી પ્રવૃત્તિ જોઇને તેઓને તેમનામાં શ્રદ્ધા પ્રકટી નહિ, એટલે તત્ત્વજ્ઞાનસંબંધી કોઇ પણ પ્રશ્ન તેમને તેમણે ન કરી. પછી તેઓ ભગવાન્ વિષ્ણુના પાસે ગયા. ભગવાન્ વિષ્ણુને શ્રીલક્ષ્મીસાથે વિનોદમાં પ્રવૃત્ત જોઈ તેમની તેમ વિષે પણ શ્રદ્ધા ન ઉપજી. તેથી તેમને પણ તત્ત્વજ્ઞાનસંબંધી કાંઇ પણ પ્રશ્ન ન કરતાં કૈલાસમાં ભગવાન્ રુદ્રની પાસે તેઓ ગયા. ભગવાન્ રુદ્રને પોતાના ગણોની સાથે યથેષ્ટ વિહાર કરતા જોઇ તેમનામાં પણ તેઓને શ્રદ્ધા બેઠી નહિ. પછી તેઓ ઉદાસ થઈ તત્ત્વજ્ઞાનમાટે અંતર્યામીની પ્રાર્થના કરતા કરતા કૈલાસપર્વતઉપર વિચરવા લાગ્યા. તેમની શુદ્ધભાવવાળી પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા અંતર્યામિરૂપ શ્રીમહેશ્વર તેમને તત્ત્વોપદેશ આપવાને ભવ્ય ભદ્રવટની નીચે ભદ્રામુદ્રાસહિત શ્રીદક્ષિણામૂર્તિરૂપે પ્રાદુર્ભાવ પામ્યા. તેમની કિશોરઅવસ્થાવાળી અતિ સૌમ્ય મૂર્તિ જોઇને ચારે ભાઇઓને તેમનામાં અત્યંત શ્રદ્ધા ઉપ... પછી તેમણે કરેલી ભદ્રામુદ્રા જોઇને તેઓ અમારા પ્રતિ આ પ્ર... ઉપદેશ કરે છે એમ વિચાર કરતાં તેમને જણાયું:—

"ગણ ગુણથી પૃથક્ થયેલો જીવ બ્રહ્મરૂપ છે, અને તે ... અનાદિઅનંત છે. વળી જીવના હૃદયમાં જે અવિદ્યારૂપી મોટો દુઃખદ ... ભાગ્યો છે તેને કાઢવામાટે આ બ્રહ્મજ્ઞાનરૂપ ચીપીઓ સર્વોત્તમ છે

એ પ્રમાણે મનવડે નિશ્ચય થતાં તેમના ચિત્તની અતિ એકાગ્રતા થઈ. એવી રીતે ભદ્રામુદ્રારૂપ મૌનવ્યાખ્યાનવડે સદ્ગુરુ શ્રીદક્ષિણામૂર્તિએ સનકાદિકને ઉપદેશ કર્યો છે.